जननी जन्म भूमिश्च स्वर्गादपि गरीयसी।

# સ્વદેશાભિમાન.





[illegible]
૦-૪-૦
(ટ. ખ. સાથે)

કસનજી મણિભાઈ દેશાઇ.

# સ્વદેશાભિમાન.

સંપાદક અને પ્રકાશક,

કસનજી મણિભાઇ દેશાઈ,

વાડીફળીયા કોટશેરી, સુરત.

સંવત ૧૯૭૮.

સુરત બરાનપુરી ભાગોળ પર આવેલા શ્રી 'અંબિકા વિજય'

પ્રીન્ટીંગ પ્રેસમાં હરગોવનદાસ હરકીશનદાસે છાપ્યું.

મૂલ્ય ચાર આના.

# અર્પણ પત્રિકા.

---

માનનીય મુરબ્બી શ્રી,

મોહનનાથ કેદારનાથ દીક્ષિત,

એલ, એમ, એન્ડ, એસ.

આપશ્રી રાષ્ટ્રીય કેળવણીની વૃદ્ધિ તરફ સંપૂર્ણ પ્રેમ દર્શાવો
છો. દેશની ઉન્નતિ થાય એ માટે સમય અને દ્રવ્યનો
ઉદાર ફાળો આપી સતત પ્રયાસો કરતા રહો છો, તેમજ
સુરતમાં એક સુપ્રતિષ્ઠિત ગૃહસ્થ છો, આ પુસ્તક
દેશાભિમાનનું છે. આપ પણ એક ચુસ્ત સ્વ-
દેશભક્ત છો. મનુષ્યમાં જે શ્રેષ્ઠ સદ્ગુણો
હોવા જોઇએ તે મેં આપના હૃદયમાં
જોયા છે. મારા ઉપર આપશ્રી સ્નેહ
રાખો છો, આ સઘળાંથી
આકર્ષાઈ આ લઘુ પુસ્તક
આપશ્રીને અર્પણ
કરવામાં
આનંદ
માનું
છું.

આપનો આજ્ઞાંકિત,

કસનજી મણિભાઇ દેસાઇ.

# અનુક્રમિકા.


૧ મારો પૈસો એ દેશનોજ પૈસો છે.
૨ હમારા હકની રક્ષા કરશો તોજ તમે અમારા રાજા છો.
૩ દેશના કલ્યાણ માટે જેલ એ મહેલ સમાન છે.
૪ જાપાનીશ બાળાનું દેશાભિમાન.
૫ મને ભૂલી જઇ દેશ માટે તારૂં કર્તવ્ય અદા કર.
૬ દેશસેવાના માર્ગમાં હું કંટક રૂપ થવા માંગતી નથી.
૭ દેશ ખાતર પતિનો ત્યાગ.
૮ દેશ સેવા આગળ પ્રાણ તુચ્છ છે.
૯ હાનિ સહેવાને હું તૈયાર છું.
૧૦ ધન નહિ, સ્વદેશાભિમાન જોઇએ.
૧૧ સ્વાભિમાનથી સ્વદેશાભિમાન શ્રેષ્ઠ છે.
૧૨ આ તેજની સામે અમારૂં કાંઇ ચાલી શકવાનું નથી.
૧૩ કેદખાનું એ કીર્તિભુવન છે.
૧૪ સ્વીડનની સ્વતંત્રતા.
૧૫ મરીશું પણ પાછા હઠીશું નહિ.
૧૬ એક બુઢ્ઢી માતાનું સ્વદેશાભિમાન
૧૭ સ્વદેશાભિમાન માટે પ્રાણ આપવા તૈયાર છું.
૧૮ સ્વતંત્રતા દો યા તો મૃત્યુ દો.
૧૯ રાજ્યાધિકાર નહિ જોઇએ. દેશ સ્વાતંત્ર્ય જોઇએ.
૨૦ સ્વદેશાભિમાન અને રાષ્ટ્ર સ્વાતંત્ર્ય.
૨૧ દેશાભિમાની બાળક.
૨૨ બાળકની દેશ ભક્તિ.
૨૩ દેશાભિમાની વીરાંગનાઓ.

# ભૂમિકા.

માનવ હૃદયમાં સ્વદેશાભિમાનનો સંચય સ્વભાવતઃ રહે છેજ. એવું કોઈ હૃદય નથી કે જેમાં સ્વદેશાભિમાન ન હોય. એના બળ પરજ દેશના ઉત્થાન અને પતનનો આધાર છે. પૂર્વના રોમન લોકોનું, સ્પાર્ટનોનું અને ક્ષત્રિયોનું સ્વદેશાભિમાન આપણને દિંગ કરી નાંખે એવું હતું. આ નાનકડા પુસ્તકમાં એવાજ વીર નરોની કીર્તિ કથા છે. જેઓ પોતાની માતૃભૂમિની સ્વતંત્રતા ખાતર સર્વસ્વનું બલિદાન આપી જગતમાં સ્વાર્થ ત્યાગનો એક જ્વલંત આદર્શ રાખી ગયા છે. એવીજ રીતે ભારત માતાના પુત્રો પોતાના પ્યારી માતૃભૂમિના કલ્યાણ અર્થે એના પવિત્ર ચરણોમાં સર્વસ્વનું બલિદાન કરતાં શીખે, અને ભારતના પુરાણા સાચા સ્વાર્થત્યાગનો આદર્શ ફરીથી પ્રકટ કરી માતાની કુખ ઉજ્જવળ કરે એજ હેતુ આ પુસ્તક પ્રકટ કરવાનો છે.

આ આપ ભોગના યુગમાં આવું પુસ્તક ઉત્સાહ-પ્રેરક થઈ પડે એ હેતુથી જેમ બને તેમ જલદી પ્રકટ કીધું છે. આથી ઘણા દોષો રહી ગયા હશે તે દરગુજર કરવા વિનંતિ છે. એ સંબંધીજે જે સૂચનાઓ કરવામાં આવશે તે સાભાર સ્વીકારી બીજી આવૃતિ વખતે તેમાં સુધારો કરવામાં આવશે.

આમાંની કેટલીક હકીકતો કેટલાંક પુસ્તકો ઉપરથી ફેરફાર સાથે લીધી છે. તે બદલ આ પુસ્તક તેના કર્ત્તાઓનું આભારી છે. અસ્તુ.

મહા સુદિ ૧૫ }
સુરત. } ક્રુસનજી મણિભાઇ દેશાઇ.

---

# સ્વતંત્રતાનું સંગીત.

(દીનનો દયાળ છાડી કોને શરણ જાઉં.)

સમીપ આવતા પ્રભાતનું શું ગાન ગાઉં,
ગાઉં હું જવલંત દેશભાવિ ગીત ગાઉં.
સૂર્ય–ઉદય થાય જુલમગાર હૃદય ધ્રુજે,
માતૃભૂમિ–મુક્તિ પુનર્જીવન સમીપ સૂઝે.–સમીપ
ઉદય કાળને સ્વતંત્રતા નિકટ નિહાળું,
મંગલ એ સમય ગાઇને કૃતાર્થ થાઉં–સમીપ.
અધમ જૂલમ છેદવાને ધીરવીર ધૂમે,
છેડે નહિ યુદ્ધ ગીત–ગાઉં હું ઉમંગે-સમીપ.
દેશભકત મૃત્યુ વિજયી યુદ્ધ માંહિ થાયે,
જયોતિ દઇ સ્વતંત્રતાની દેશને ઉજાળે–સમીપ.
ગાઉં દેશભકત મધુર મરણગીત ગાઉં,
ગાઇ મીઠું હૃદયગાન, કૃતકૃત્ય થાઉં–સમીપ.
“સાંજ વર્તમાન પટેટી અંક.”

ડાહ્યાભાઇ લક્ષ્મણભાઇ પટેલ.

# સ્વદેશાભિમાન.

## મારો પૈસો એ દેશનોજ પૈસો છે.

પોતાની માતૃભૂમિ ચિતોડની રક્ષા કરવામાં પ્રતાપસિંહ તદ્દન પાયમાલ થઈ ગયો. તેને ખાવાપીવાના સાંસાં પડવા લાગ્યાં. શત્રુના હાથમાં સપડાઈ જવાની હરઘડીએ દહેશત રહેવા લાગી. આવી સ્થિતિમાં તે લોહીથી છવાયલાં ચિતોડને છેલ્લી સલામ કરી ચાલી નીકળ્યો. આ વાતના સમાચાર એના જુના કારભારી ભામાશાહને મળ્યા. તરતજ એ પ્રતાપને ખોળતો સિંધના રણ આગળ આવી મળ્યો. ભામશાહ પ્રતાપને ભેટી પડયો ને બોલ્યો, મહારાજ મેવાડ તજી ક્યાં જાઓ છો ? પ્રતાપ બોલ્યો, કામદાર, મેવાડમાં રહેવામાં હવે આબરૂ સચવાય એમ નથી. પાસે નથી માણસ કે નથી પૈસો. વળી મેવાડ પાછું મેળવવાની નથી આશા કે નથી સાધન. હવે તો જ્યાં યોગ્ય લાગે ત્યાં જઈ રહીશ. ભામાશાહ ગળગળો થઈ બોલ્યો, અન્નદાતા, આપજ આ દેહના માલીક છો. તમારૂં અન્ન ખાધું છે ને ખાઉં છું. મારી પાસે જે કાંઇ છે તે આપનું છે. મેવાડનું છે. લાચાર છું

કે મારા વૃદ્ધ અવયવોમાં હવે તાકાત નથી, છતાં મારી પાસે જે થોડો ઘણો પૈસો છે તે આપનોજ છે. તે વડે માતૃભૂમિનું રક્ષણ કરો. મારી સઘળી દોલત મેવાડનીજ છે. તે મેવાડના કલ્યાણના કામમાં આવશે, તો હું કૃતાર્થ થઈશ. ભામાશાહે પ્રતાપસિંહને પચીસ હજાર માણસને બાર વરસ સુધી ચાલે એટલી દોલત ભેટ કરી. કેવી સ્વદેશ ભકિત! આ ધનની મદદથી પ્રતાપે મેવાડ પાછો મેળવ્યો.

---

## હમારા હકની રક્ષા કરશો તોજ તમે અમારા રાજા છે.

સ્પેન દેશમાં આરાકાન નામનો એક પ્રાંત છે. ત્યાંના સરદારોએ સ્પેન દેશના રાજા ગાદીપર બેઠા, ત્યારે કસમ લીધા હતા. એ ઉપરથી જણાય છે કે જો કે તેઓ રાજ ભકત હતા, તોપણ સ્વતંત્રતાનું તેજ તેમનામાં ઓછું ન હતું. કસમ એ પ્રમાણે હતા—અમે આરાકાન પ્રાંતના સરદારો પ્રાચીનકાળ-થી સ્વતંત્ર છીએ. આથી મહારાજની બરાબરીના છીએ; બલ્કે કંઈક ચઢતા પણ છીએ; અમો સર્વ આજથી મહારાજને અમારા રાજા તરીકે સ્વીકારીએ છીએ, પણ આમાં મોટી શરત એ છે કે અમારા

હકો અને અમારા અધિકારોની રક્ષા મહારાજે પુરે પુરી કરવી જોઈશે. આ બાબતમાં ફરક પડે નહિ, ત્યાં સુધી તમો અમારા રાજા છો. જો એમાં જરા પણ અંતર પડશે તો પછી મહારાજને અમે રાજા ગણીશું નહિ.

---

## દેશના કલ્યાણ માટે જેલ એ મહેલ સમાન છે.

રેગ્યુલસ નામનો એક રોમન સરદાર કાર્થેજ સાથેની લડાઈમાં કેદ પકડાયો હતો. તેને રોમ લઈ જઈને કાર્થેજના એલચીઓએ માગણી કરી, કે હવે આપણે સલાહ કરો, ને કેદીઓ એક બીજાને આપી દો. તેઓ ધારતા હતા કે રેગ્યુલસ મોટો સત્તાધારી છે. માટે તે કેદમાંથી છુટવાનો યત્ન કરશે, પરંતુ પોતાના દેશના હિતને ખાતર તેણે રોમનાં રાજ મંડળને ઉલટીજ સલાહ આપી. પોતે જન્મ પર્યંત કેદખાનાનું દુઃખ સહન કરવાનું કબુલ્યું. સ્વદેશાભિમાનને ખાતર જેણે સર્વ સુખનો ત્યાગ કરવાનું માથે લીધું તેને ધન્ય છે!

---

## જાપાનીશ બાળાનું દેશાભિમાન

રશિયા અને જાપાન વચ્ચે થોડાંક વરસ પહેલાં યુદ્ધ થયું હતું. એ યુદ્ધ વખતે એક નાની છોડી પાંત્રીસ રૂપિઆ લઈ સેનાપતિ પાસે ગઇ તેને કહ્યું સાહેબ આ રૂપિઆનો લડાઇમાં ઉપયોગ કરજો. સેનાપતિએ પૂછયું કે બ્હેન, આ રૂપિઆ તને કોણે આપ્યા! છોકરીએ ઉત્તર આપ્યો કે વળી આપે કોણ? મારી મા દરરોજ મને જે પૈસા વાપરવા માટે આપતી હતી તે રૂપિઆ મેં વાપર્યા ન્હોતા. કારણ કે મને ખબર હતી કે રશિઆ સાથે જરૂર યુદ્ધ થશે અને ત્યારે રૂપિઆની જરૂર પડશે. આવા વિચારથી મેં આ પૈસા એકઠા કરી રાખેલા હતા.

---

## મને ભૂલી જઈ દેશ માટે તારૂં કર્ત્તવ્ય અદા કર.

એક વખતે એક યોદ્ધો લડાઈમાંથી પોતાની માની ખબર કાઢવાને એક દિવસની રજા લઈને ઘેરે આવ્યો. માએ તેને દૂરથી આવતો જોઇને પૂછયું કે યુદ્ધમાંથી પાછા ફરવાનું કારણ શું છે? તેણે જવાબ આપ્યો કે હું ફકત તારી ખબર કાઢવા માટેજ આવ્યો છું. પુત્રનાં આવા વચનથી તે મોટે

સાદે બોલી ઊઠી ખબરદાર, ફરીથી આવું કરીશ નહિ. જ્યારથી તને લડાઇમાં મોકલ્યો, ત્યારથી મેં તારી સાથેનો પુત્ર તરીકેનો સંબંધ છોડી દીધો છે, તેવીજ રીતે તું પણ મારી સાથેનો મા તરીકેનો સંબંધ છોડી દે. દેશની ખાતર પ્રાણ અર્પણ કરવો તેને તારૂં અહો ભાગ્ય અને પરમ ધર્મ સમજ. મારી અને તારી બેનની જરા ચિંતા કરીશ નહિ. અમે આનંદથી દિન ગુજારીશું. તું હમણાજ પાછો જા અને તારા જીવન અને પ્રાણનો મોહ તજી દઇ રણભૂમિમાં તારૂં કર્ત્તવ્ય અદા કરી કીર્તિ પામ.

---

## દેશસેવાના માર્ગમાં હું કંટક રૂપ થવા માંગતી નથી.

એક જાપાની યુવક પોતાની માતાની આજ્ઞાથી લશ્કરમાં દાખલ થવા માટે ગયો. પરંતુ તે તેની વૃદ્ધ માતાનો એકનો એકજ પુત્ર હતો. તેના ભરણ પોષણનો સઘળો આધાર એના ઉપરજ હતો. આથી તેને લશ્કરમાં દાખલ કરવામાં આવ્યો નહિ. તે બિચારો નિરાશ થઈ દીલગીર થતો પાછો ઘેરે આવ્યો. પુત્રને લશ્કરમાં દાખલ ન થવાનું કારણ હું પોતેજ

હતું એમ તે વિધવા સ્ત્રીએ જાણ્યું, કે તે શતેજ પોતાના પેટમાં કટાર ખોસી ઘાલી. પુત્ર જાગીને તેની પાસે દોડી ગયો તે વખતે પેટમાંથી કટાર ખેંચી કાઢી પુત્રના હાથમાં આપી. તે સાથે એક પત્ર પણ આપ્યો. આ પત્રમાં તેણે લખ્યું હતું, કે વત્સ, સ્વદેશના કલ્યાણ અર્થે તેં જે સંકલ્પ કર્યો છે, તેમાં કંટકરૂપ બની હું અડચણ નાંખવા ચ્હાતી નથી. મારા મૃત્યુથી તું સ્વતંત્ર બનીશ. ને મારી આજીવિકાનો બોજો તારા માથા પરથી ઉતરી જશે. આ મારી કટાર લઇ તે વડે તું શત્રુને સંહાર કરજે.

હું આશીર્વાદ આપું છું કે - ઇશ્વર તારા મનના મનોરથ પુરા કરે.

---

## દેશખાતર પતિનો ત્યાગ.

જાપાનની એક સ્ત્રીએ એક રૂશીયન સાથે લગ્ન કર્યું હતું. બંનેમાં ગાઢ પ્રીતિ બંધાઇ હતી. પરંતુ રશિયને જાપાન સાથે લડાઇ જાગતાંજ આ પ્રેમભાવ પલટાઇ ગયો. આ તરફ સ્ત્રીના મનમાં પણ પોતાના દેશ તરફ પ્રીતિ અને ભક્તિ પુર જોસમાં ઉભરાઇ આવ્યાં. જ્યારે તે સ્ત્રીના જાણવામાં આવ્યું કે મારો

પતિ રૂશિયાનો ગુપ્તચર છે, અને જે પેટીને તે પોતાની પાસે રાખે છે તેને જરા પણ વીલી મૂકતો નથી. તેથી તેમાં જાપાનના ભેદ સંબંધી કાગળ પત્રો છે. તેમજ જાપાનની સઘળી હકીકતો તે રશિયામાં પહોંચાડે છે. ત્યારે તે સ્ત્રીએ અત્યંત પ્રેમ હોવા છતાં પણ તે રશિયનને પકડાવી દીધો.

---

## દેશસેવા આગળ પ્રાણ તુચ્છ છે.

રજપુતોએ એક કિલ્લાને ઘેરો ઘાલ્યો હતો; પરંતુ તે કોઇ રીતે સર ન થયો, ત્યારે તેઓએ દરવાજાને તોડવાનો વિશ્ચય કર્યો, દરવાજાનાં બારણાંને મોટા અને અણીદાર ખીલા મારેલા હતા. તેથી તેને ભીસ દેવા માટે હાથીને પુષ્કળ ઉશ્કેર્યો. છતાં તે નજીક ન આવ્યો, ત્યારે એક બહાદુર ક્ષત્રીએ પોતાનું શરીર બારણાં આગળ ધર્યું. એટલે હાથીએ ભીસ દઇને દરવાજો તોડી નાંખ્યો. આમ કરવામાં તે ક્ષત્રીનું શરીર છુંદાઇ ગયું પરંતુ તેણે દેશ સેવા બજાવીને અમર કીર્તિ મેળવી.

---

# હાની સહેવાને હું તૈયાર છુ.



સને ૧૭૭૫માં અમેરિકન લોકોએ બોસ્ટન શહેરને ઘેરો ઘાલ્યો. એમાંના કેટલાક લોકો એવા હતા કે જેની સારી સંપત્તિ એ શહેરમાંજ હતી. જ્યારે એઓએ જોયું કે આ શહેર સાધારણ ઉપાયોથી હાથ આવતું નથી; ત્યારે એનાપર તોપોના ગોળાનો વરસાદ વરસાવવાનો યાતો ઘરોને આગ લગાડવાનો નિશ્ચય કર્યો. એ લોકોમાં જૉન હાનાક નામનો એક મોટો ધનવાન વ્યાપારી હતો, એની લાખો રૂપિયાની મિલ્કત બોસ્ટન શહેરમાં હતી. ગોળાના વરસાદથી એની સારી સંપત્તિ સ્વાહા થઇ જશે, એ કારણથી સર્વ લોકો એના તરફ જોઇ રહ્યા હતા કે એ શું સંમતિ આપે છે! પરંતુ જૉન હાનાક પુરે પુરો સ્વદેશાભિમાની હતો. એણે ઉભા થઈ ઘણી ગંભીરતાથી કહ્યું ' સજ્જનો, મારી અતુલ સંપત્તિ બોસ્ટનમાં છે, એમાં જરાયે શક નથી. પરંતુ સ્વદેશ કાર્યની આગળ એની મને કંઇ પરવા નથી. પોતાના દેશની સ્વતંત્રતાના રક્ષણને માટે જે બાબતની આવશ્યકતા હોય તે નિઃસંદેહ રીતે કરવાની

છે. એમાં મારી સંપૂર્ણ સંમતિ છે. એને માટે મને જેટલી હાની થશે તે સહવાને તૈયાર છુ." જૉન હાનાક બહુ સુશિક્ષિત હતો. દેશાટન આદિથી એનું હૃદય વિશાળ થઈ ચૂક્યું હતું. તેમ એ ઘણો ધૈર્યવાન હતો. અમેરિકન રાજ્યની સ્વતંત્રતાનો જે ઘોષણા-પત્ર પ્રકટ થયો, તેમાં સૌથી પહેલાં એના હસ્તાક્ષર છે.

---

## ધન નહિ, સ્વદેશાભિમાન જોઇએ.

મેસીડોનીયાનો રાજા ફિલિપ આથેન્સ નગરને પોતાના કબજે લેવા માગતો હતો; પણ એ નગરમાં કેટલાક એવા સ્વદેશાભિમાની શૂરવીર નર હતા કે જેની સામે એનું કાંઇ ચાલતું નહોતું. ફોશન નામનો શૂરવીર પુરૂષ એ બધાનો મુખી હતો. એને વશ કરવા માટે એની પાસે રાજાએ કેટલાક લોકોને ઘણાં નજરાણાં લઇને મોકલ્યા. આ લોકોને જોઈ ફોશને એઓને પૂછ્યું 'આ નજરાણાં ફક્ત મનેજ કેમ મોકલવામાં આવ્યાં? શહેરના બીજા લોકોને કેમ મોકલવામાં નથી આવ્યાં? આ લોકોએ ઉત્તર દીધો," આપે સદાચરણથી જે યશ પ્રાપ્ત

કર્યાં છે, તે રાજા ફિલિપ જાણે છે. આ ધન એણે તમારી પાસે એ માટે મોકલ્યું છે, કે જેથી આપના બાળક, આપના યશને શોભા આપે એવી રીતે રહી શકે." ફોશનને કહ્યું "રાજ્યનું આ સારૂં ધન વ્યર્થ ગયું એમ કહેવુ જોઇએ, કેમકે જો મારાં બાળક મારાં સમાન થવા માટે તો તે પોતાના પૂર્વજોની એકત્રિત કરેલી નાની સરખી સંપત્તિનોજ યથા યોગ્ય ઉપયોગ કરી મારા જેવો યશ પ્રાપ્ત કરી શકે. પરંતુ એને માટે આ લોભમાં ફસી હું મારી જન્મભૂમિની સાથે નીમકહરામી કદી પણ કરી શકતો નથી."

એ પછી ફિલિપના પરાક્રમી પુત્ર સિકંદર બાદશાહે પણ ફોશનને પોતાની તરફ ખેંચવા માટે એક સારી ભેટ મોકલી હતી. એ ભેટ લઇને જે વકીલ ગયો હતો તેને ફરીથી એ દેશભકતેએજ કહ્યું." તમે તમારા મહારાજને જઇને કહો. કે એ ભેટ મારે જોઈતી નથી. માટે પાછી લો. વળી એમને કહો કે તમે મને જેવો પ્રતિષ્ઠિત અને સદાચારી સમજો છો, તેવોજ હું છેવટ સુધી બની રહું. આવી જો તમારી ઇચ્છા હોય, તો તમે કૃપા કરીને મને આવા મોહમાં ફસાવવાનો યત્ન કરશો નહિ.

# સ્વાભિમાનથી સ્વદેશાભિમાન શ્રેષ્ઠ છે.

આથેન્સના લોકોને ઇરાનનો બાદશાહ મોટો ઝર્કસીસ પોતાની ભારી સેના લઈ ગ્રીસ દેશના થિસિલી અને બ્રૂશિયા પ્રાંતોમાં થઈ આટિકા પ્રાંત પર ચઢાઈ કરવા માટે ઘણા વેગથી આવી રહ્યો છે એમ માલમ પડયું, ત્યારે તો એમનાં ગાત્ર છેક ઢીલાં થઇ ગયાં. એઓ સમજ્યા કે અવશ્ય હવે હમારો નાશ થશે. એની પહેલાં—જ્યારે એઓના સારા દિવસ હતા-એમણે પોતાના લોકોમાંથીજ જે લોકોને બહુ દુઃખ દીધું હતું તેના તરફ જોઇને તેઓ સમજવા લાગ્યા કે શત્રુઓને અહીં આવતાં વારજ એ સઘળાઓ મલી જશે. ને આપણી બીલકુલ સલામતી રહેશે નહિ. આ બધું વિચારતાં એના પ્રાણ સુકાઈ રહ્યા હતા.

એના સિવાય એક વાત બીજી પણ હતી. એઓમાં આરિસ્ટૈડીજ નામનો એક ઘણો સારો સ્વદેશાભિમાની પુરૂષ હતો. સઘળા લોકો એની પ્રસંશા કરતા હતા. એનાં એ વખાણ ત્યાંના નેતાઓથી સહન થયાં નહિ. એમણે મત્સર—વશ થઈ જુઠો આરોપ

મૂકી દેશનિકાલ કીધો એ ઘણો શુરવીર હતો. એટલા માટે એ નેતાઓને શંકા થઈ, કે જરૂર એ શત્રુઓને મલી જઇ વેરનો બદલો લેશે. જો કે એઓની આ શંકા યોગ્ય ન હતી, કેમકે આરિસ્ટેડીજ એવા પ્રકારનો માણસ ન હતો. એ લોકોની આવી વાત સાંભળતાંજ તે ઘણા શુદ્ધ હૃદયથી આનંદપૂર્વક એઓને આવી મલ્યો. મુખ્ય સેનાપતિ થેમીસ્ટોકલીજના અધિકારમાં રહી એણે આ થેન્સવાસીઓના રક્ષણ કરવામાં કાંઈ બાકી રાખી નહિ. મતલબ કે એ લોકોએ એને જે નકામું દુઃખ દીધું હતું. એના તરફ એણે બીલકુલ ધ્યાન આપ્યું નહિ, ને સ્વદેશાભિમાનની પુરેપુરી રક્ષા કરતાં પોતાનું કર્તવ્ય બજાવ્યું. આ વાતમાં એમ પણ કહેવાય છે કે જે વખતે એ લોકોએ આરિસ્ટેડીજ દેશ નિકાલ કીધો હતો તે વખતે એણે ઘણી ગંભીરતાથી કહ્યું હતું. પરમાત્મા કરે, આરિસ્ટેડીજને ફરીથી બોલાવવાનો આ થેન્સવાસીઓને કદી પ્રસંગ ન આવે" પણ તે આવ્યો.



# આ તેજની સામે અમારૂં કાંઈ ચાલી શકવાનું નથી.

અમેરિકનો ગરીબ હતા. એની પાસે હથિયારો ન હતા, પણ એનાં સાહસ અને ધૈર્ય દૃઢ હતાં. તેથી તેઓ પોતાના કાર્યમાં સરળતા મેળવી શકયા. એઓમાં જનરલ મારિયન નામનો એક સરદાર હતો. એની સાથે મહત્વની વાત કરવા માટે જ્યોર્જ ટાઉનથી એક અંગ્રેજ સરદારને મોકલ્યો. વાતચીત થઈ રહ્યા પછી મારિયને એ સરદારને જમવા માટે રાખ્યો. રસોઇઆએ ઝાડની છાલપર બટાકાની થોડી કાતરી મૂકી. મારિયને સરદારને કહ્યું "બસ. હવે જમવાનું શરૂ કરો." આથી તે સરદારે પૂછયું "શું આપનો ખોરાક હંમેશાં આવોજ છે." મારિયને કહ્યું" ભાઇ ન પૂછો. આજે આટલું પણ મલી ગયું એ અહોભાગ્ય". એ પછી આ સરદારે જ્યોર્જ ટાઉન જઇ કહ્યું. "આપણી તરફ બહુ માણુસ છે; તેથી આપણે અમેરિકનોને જીતીશું, એમાં આશ્ચર્ય નથી, પણ એમનામાં જે કાંઈ મેં તેજ જોયું તે ઘણું વિચિત્ર છે. એ તેજની સામે આપણું કાંઇ ચાલી શકશે નહિ.

કદાચિત થોડો સમય અધિકાર ચલાવી શું પણ હંમેશાં એને આપણા આધીન રાખી શકીશું નહિ.

---

## કેદખાનું એ કીર્તિભુવન છે.

ચંદ બારોટ એ પૃથ્વીરાજનો દેશાભિમાની કવિ હતો. તેવોજ વીર યોદ્ધો પણ હતો. પૃથ્વીરાજ અને શાહબુદ્દીન ઘોરી વચ્ચે યુદ્ધ થયું તે વખતે વિજયસિંહ નામનો સરદાર રાજ્ય લોભથી શત્રુ ને મળી ગયો એણે ઘોરીના દરબારમાં ગુપ્ત વે.. ગયેલા ચંદકવિને કેદ પકડાવ્યો. એ વખતે ચંદકવિએ કહ્યું દેશ કલ્યાણના કાર્ય માટે મને કેદ મળે, એ કેદ નહિ; પરંતુ કીર્તભુવન છે. મને દુઃખ થાય, તે દુઃખ નહિ, પરંતુ સુખ છે. મારાપર વિપત્તિનું વાદળ તુટે તે વિપત્તિ નહિ, પરંતુ સંપત્તિનું છત્ર છે. કદાપિ મારો નાશ થાય તો તે મારો નાશ નથી પણ અમરપણું છે.

---

## સ્વીડનની સ્વતંત્રતા

સને ૧૫૨૦માં ડેન્માર્ક અને નોર્વેના રાજા બીજા ક્રિશ્ટિયને સ્વીડનને જીતી તાબે કીધું.

એવી સમજથી કે હવે એ દેશ હંમેશાં હમારાં કબજામાંજ રહેશે, અને સ્વતંત્ર નહિ થશે. આથી તે ત્યાંના લોકો પર મન માન્યો અત્યાચાર કરી કોપનહેગનમાં વિલાસ કરવા લાગ્યો. સ્વીડનના લોકો એના પર બહુ બળી રહ્યા હતા. તેઓ ઈચ્છતા હતા, કે કેવી રીતે આ જુલ્મી રાજયથી અમે છુટીએ; પરંતુ તેમનો કોઈ ઉપાય ચાલતો નહતો. એ લોકોમાં ગસ્ટાવાસ નામનો એક સરદાર હતો. એનાં મા, બાપ, ભાઈ, બહેનને ક્રિસ્ટિયને રીબાવી રીબાવીને મારી નાંખ્યાં હતાં, એને પોતે પણ કેટલાંક વર્ષ સુધી કોપન હેગનની જેલમાં કેદ કરી રાખ્યો હતો, અહીં એને નાનાં પ્રકારનાં દુઃખ ભોગવવાં પડયાં હતાં. એનાં આખા શરીર ઉપર તરેહ તરેહનાં ચાઠાં પડી ગયાં હતાં. ઘાનાં ચિહ્ન બની ગયાં હતાં. થોડા દિવસો પર કંઈ યુકિતથી તે કેદમાંથી છુટી સ્વદેશમાં આવ્યો; ને પર્વતોમાં જઇને રહેવા લાગ્યો. ત્યાંથી તે લોકોને એકત્ર કરવા લાગ્યો. એ બોલવામાં ઘણો ચતુર હતો. એણે પોતાના દેશનો પાછલો સારો વૃત્તાંત લોકોને કહી બતાવી પોતાના દેશના વૈભવનું વર્ણન કર્યું. વળી ડેન્માર્કના રાજાએ પોતાના રાષ્ટ્રને કેવી રીતે ધૂળમાં મેળવ્યું. એ પણ સારી રીતે

મનમાં ઠસાવી દીધું. પછી પોતાનાં શરીરનાં સઘળાં ચિહ્ન જે જેલનાં દુઃખોથી, એનાં શરીરપર બની ગયાં હતાં તે બતાવ્યાં. આવી રીતે એણે લોકોમાં એવું કોઈ વિલક્ષણ સ્વદેશાભિમાન ઉત્પન્ન કરી દીધું કે તે સૌ એના પુરેપુરા આજ્ઞાધારી બની ગયા. છેવટે એઓ સ્વીડનના ડેન્માર્કી લોકોપર તૂટી પડ્યા. અને એનો પીછો લઇ કોપન હેગન સુધી ચાલ્યા ગયા. ત્યાં બંનેને સલાહ થઈ. ગસ્ટાવાસ સ્વીડનનો રાજા થયો. આ રીતે સ્વીડન દેશ બીજાના પંજામાંથી છુટી સ્વતંત્ર થઈ ગયો.



## મરીશું, પણ પાછા હઠીશું નહિ.

સને ૧૭૯૮માં ફ્રાંસની વિશાળ સેના સ્વીટ-ઝર્લાંડપર ચઢાઈ લઇ તદ્દન સરહદ પર આવી પહોંચી. આથી ત્યાંના લોકો બહુ ગભરાઇ ગયા. તેઓ પોતાના દેશની માનગાર્ટન નામની એક પહાડીપર એકઠા થયા. ત્યાં તેઓ હવે શું કરવું તેનો વિચાર કરવા લાગ્યા. એ લોકોને કોઇ ઉપાય સૂઝતો ન હતો. આ જોઇ એમનામાંથી આલ્લાયસરેડિંગ નામનો એક વીરસરદાર આગળ આવી "બ.ન્ધો" ભાઇઓ,

બહુ કઠણુ પ્રસંગ ઉપસ્થિત થયો છે. આપણા મિત્રો આપણુને છોડી ગયા છે, ને શત્રુઓએ આપણુને ઘેરી લીધા છે. હવે એજ નિશ્ચય કરવો જોઈએ, કે આ પહાડી પર આવા સંકટના સમયમાં આપણા પૂર્વજોએ જે શૂરવીરતા બતાવી હતી, તેવીજ શૂરવીરતા આપણે બતાવીએ. મોત તો સામે મોં ઉઘાડી ઉભું છે. જેને એનો ભય છે, તે નિઃસંકોચ અહીંથી ચાલ્યા જાય. એને અમે બુરા કહીશું. નહિ. આવા કઠણુ વખતમાં એક બીજાના ડરથી કોઇ કામ કરવું સારૂં નથી. શત્રુઓ સામા આવતાં, પોતે ભાગીજઇ બીજાને સંકટમાં નાંખનાર હજાર માણુસ આપણે નથી જોઈતાં. આપણુને તો સો આદમી એવાં જોઇએ, કે જે દૃઢતાની સાથે યુદ્ધ ક્ષેત્રમાં ઉભા રહી લડે. હું મારે માટે તો કહું છું કે કેટલુંએ ભારે સંકટ આવે, ચાહે કાળપણુ સામો આવીને કેમ ઉભો ન રહે, તો પણુ હું પાછો હઠીશ નહિ. મરીશ, પણુ પાછો પગ નહિ કરીશ. જો તમારી સર્વની પણુ એવીજ દૃઢતા હોય, તો તમારામાંથી કોઈ બે માણુસો આગેવાન બની આવી પ્રતિજ્ઞા કરો. “ આ સાંભળતાંજ સહુ લોકોના હૃદયમાં સ્વદેશાભિમાનની વીજળી દોડી ગઈ. તેઓ ઘણા જોરથી બૂમ પાડી

ઉઠયા" વીરવર, અમે તૈયાર છીએ. તમને છોડીને કદાપિ નહિ જઇશું. તમારીજ પાછળ રહીશું "આ પછી આવીજ દૃઢતાની સાથે તેઓ લડયા; પરંતુ આ વખતે એમની જીત થઇ નહિ. ફ્રેંચ લોકોએ સ્વીટઝર્લાંડ જીતી લીધું. પરંતુ ઉપલા જે પુરૂષોએ પાછા ન હટવાની પ્રતિજ્ઞા કરી હતી; એમાંથી એકપણ મનુષ્ય ફ્રેંચોના હાથમાં પડયો નહિ. તેમ એનો દાસ પણ બન્યો નહિ. એની પ્રશંસા આજ સુધી સ્વીટજર્લાંડમાં થઇ રહી છે.

---

## એક બુઢ્ઢી માતાનું સ્વદેશાભિમાન.

દક્ષિણ અમેરિકામાં વેનિજ્જુઇલા એક દેશ છે. એનો ઘણો ભાગ પહેલાં સ્પેનના તાબામાં હતો. સ્પેનિયાર્ડ લોકો ત્યાંના લોકોપર મન માન્યો જુલમ કરતા હતા. એથી વેનિજ્જુઈલાની રાજધાની કારાકાસના રહેવાસીઓએ એવો નિશ્ચય કીધો કે આ દેશમાંથી સ્પેનિયાર્ડ લોકોને એકદમ કાઢી મૂકવા જોઇએ. આ ષડ્યંત્રમાં માંટિલા નામની એક ધનિક સ્ત્રીના ત્રણ છોકરા પણ સામેલ હતા. એ ત્રણે ત્યાંની ફોજમાં નોકર હતા એમના મનમાં સ્પેનિયાર્ડ

લોકોના વિષયમાં જેટલો દ્વેષ હતો તેટલોજ એમની માતાના મનમાં પણ હતો. એઓ દરરોજ એ લોકોનીજ ચર્ચા કર્યાં કરતાં હતાં. છેવટે એ બાઈના મોટા છોકરાએ નોકરી છોડી દીધી, ને ઘેરે બેઠો. બીજો છોકરો પોતાના સાથીઓને છોડી સ્પેનના સુબેદારને જઈ મળ્યો. ત્રીજો પોતાના શત્રુ સ્પેનિયાર્ડ લોકોના હાથમાં સપડાયો. એ લોકોએ ભારે બેડીઓ પહેરાવી જેલમાં નાંખ્યો. આ ત્રણેમાંથી બીજા છોકરાનાં આચરણ પર માંટિલા દેવીને બહુ ક્રોધ ઉપજ્યો. એણે તરતજ પોતાનું મૃત્યુ-પત્ર લખી તેમાં એ દાખલ કરાવ્યું કે મારી પછી મારી સંપત્તિમાંથી એ બીજા છોકરાને એક કોડી પણ મળે નહિ એ સિવાય એણે એને એમ પણ કહેવરાવ્યું, કે આજથી સમજજે કે તું મારે મનથી મરી ગયો, હું તારે મનથી મરી ગઈ. થોડાક વખત પછી જ્યારે સ્પેનનો સુબેદાર માંટિવર્ડી કારાકાસ શહેરનો શાસક થયો. એણે આ બાઈનો સઘળો હેવાલ સાંભળ્યો; ત્યારે તે એ બુઢ્ઢી પાસે જઈ કહેવા લાગ્યો, કે તું તારૂં મૃત્યુ-પત્ર બદલી તારા બીજા છોકરાને જો તારી સંપત્તિનો ભાગ આપશે, તો તારા ત્રીજા છોકરાને-જે જેલમાં ઘણું દુઃખ ભોગવી રહ્યો છે-છોડી

હઈશ. પરંતુ એ સ્વદેશાભિમાની સ્ત્રીનેએ વાત સારી લાગી નહિ. તે માંટિવર્ડી પર બહુ નારાજ થઈ બોલી. આ બાબતમાં મેં જે કાંઈ કીધું છે, તેજ ઠીક છે–મારો બીજો છોકરો પોતાની માતાનો અભિશાપ લઈ નરકમાં જશે. નાનો છોકરો સ્વાદેશાભિમાની છે, તે પગમાંની બેડીઓના કષ્ટથી રીબાઈ રીબાઈને મરી જશે, પણ પોતાની માતાના આશીર્વાદથી સ્વર્ગમાં જશે. સંસાર એના યશનાં ગીત ગાશે. હું એના પર પ્રસન્ન છું. દેશદ્રોહ કરી, લજ્જાસ્પદ રીતિથી સ્વાતંત્ર્ય સુખ મેળવવા કરતાં સ્વદેશના હિત થૈં દુઃખ સહીને મરવું વધારે શ્રેયસ્કર છે. બુઢ્ઢીનું આ ભાષણ સાંભળી સુબેદાર બહુ આશ્ચર્ય પામી ચાલ્યો ગયો.

---

## સ્વદેશાભિમાન માટે પ્રાણ આપવા તૈયાર છું.

રોમ શહેર વસ્યાને બસો ચાલીસ વરસ પછી ઈટ્રુરિયન લોકોના રાજા પોર્સેનાએ એને કબજે કરવા માટે મોટો ઘેરો ઘાલ્યો, પણ એનું કાંઈ વળ્યું નહિ. અહીં શહેરમાં અન્ન ન રહેવાથી લોકો ભૂખથી પટાપટ મરવા લાગ્યા, આથી નગરના નેતાઓએ એક સભા ભરી. સર્વ સર્વ પોતપોતાની સંમતિ

આપી રહ્યા હતા. એટલામાં મ્યૂશિયસ સિવોલા નામને વીર રોમન ઉઠીને બોલ્યો, હું શત્રુની છાવણીમાં એકલો જાઉં છું, અને કોઇ પણ ઉપાયથી પોર્સનાના તંબુમાં જઈ એનો વધ કરૂં છું. એની આ વાત સાંભળી સર્વને આશ્ચર્ય થયું, તેમ આનંદ પણ થયો. એ પછી આ સાહસી વીર સર્વની આજ્ઞા લઇ ત્યાંથી ચાલ્યો ને એકદમ પોર્સનાના તંબુમાં જઈ પોંચ્યો. ત્યાં એણે બે માણસ જોયાં. એમાંથી જે બલ કુલ પાસે હતો તેને વસ્ત્ર વગેરે ઉપરથી રાજા જાણી પેટમાં ખંજર મારી મારી નાંખ્યો, પણ તે રાજા ન હતો. નોકર હતો. બીજો જે માણસ હતો તે રાજા હતો. એણે દોડધામ કરી. તરતજ મ્યૂશિયસને પકડી મંગાવ્યો. તપાસ માટે પોતાની સામે બોલાવી જ્યારે એને પૂછયું કે તું કોણ છે ? આ શું મામલો છે ને આ ઘોર કૃત્ય તેં શા માટે કર્યું છે ? ત્યારે એણે સાફ સાફ કહ્યું. હું એક રોમન છું. મને મ્યૂશિયસ કહે છે, હું તમારો શત્રુ છું. મેં આજે તમને મારી નાંખ્યા હોત પરંતુ તમે બચી ગયા. સાથે એણે એમ પણ કહ્યું કે જેટલું સાહસ મારામાં તમને મારી નાંખવાનું છે તેટલુંજ સ્વયં મરી જવામાં પણ છે.” એ શબ્દ કહેતાંની સાથે પાસેજ

એક બળતા કુંડમાં પોતાના હાથ ધરી રખ્યા. એનો હાથ લાકડીની માફક બળવા લાગ્યો. પણ એણે પોતાના મોંથી ચું પણ નહિ કર્યું. આનું આ વિલક્ષણ સાહસ જોઈ રાજાને બહુ આશ્ચર્ય થયું. એણે મ્યૂશિયસને એક અલગ જગામાં રાખવાની આજ્ઞા આપી ને એનો ઉપચાર કરાવ્યો. જ્યારે એને આરામ થયો, ત્યારે છોડી દીધો આ વખતે મ્યૂશિયસે પોર્સીનાને કહ્યું. સાચા સદગુણોની પરીક્ષા તમને માલમ પડે તે માટે તમને કહું છું કે મારી માફક ત્રણસો રોમનોએ તમારો જાન લેવાનું બીડું ઉઠાવ્યું છે. તમે મને ગમે તેટલું દુઃખ દીધું હોત તોપણ આ વાત હું તમને કદી પણ ન કહેત. પણ તમે ઘણી ઉદારતાથી મારૂં સન્માન કીધું છે, એ કારણથી આ ઉદારતાનું ગૌરવ કરવાને માટે આ વાત મેં કહી દીધી છે. આ સાંભળી ચાહે રોમન લોકોની શૂરતાનું ગૌરવ કરવા માટે હો કે ચાહે એના ડરના કારણથી હો—રાજાએ પોતાની ફોજ ત્યાંથી લઇ લીધી. આથી રોમનોએ મ્યૂશિયસને બહુ ધન્યવાદ આપ્યો.

---

# સ્વતંત્રતા દો યાતો મૃત્યુ દો.

પહેલાં ઈંગ્લાંડનાં અંગ્રેજ લોકો અમેરિકામાં જઈ રહ્યા હતા અને ઈંગ્લાંડની સરકાર એમનાપર શાસન કરતી હતી, ત્યારે ઇંગ્લાંડના લોકો જેવી રીતે પાર્લામેંટમાં લેવાતા હતા તેવી રીતે અમેરિકાના લોકોને લેવામાં આવતા ન્હોતા. આથી એ થતું હતું કે ઇંગ્લાંડના લોકો જે કાયદા કાનુન બનાવતા હતા તે અમેરિકનોને ચુપચાપ માનવા પડતા હતા. અમેરિકનોને એ એક મોટું લાંછન જણાયું. એઓ એ પોતાનું ભારી અપમાન સમજ્યા. ઇંગ્લાંડની સરકાર એમનાપર નાના પ્રકારના કર નાંખવા લાગી. એ પણ એઓને અનુચિત લાગ્યું. આખરે એઓએ ઇંગ્લાંડના શાસકોને કહ્યું, જો તમે અમારા ઉપર કર નાંખો છો તો અમારા લોકોને પણ પાર્લામેંટમાં લો; નહિ તો અમારાપર કર નહિ નાંખો. અંગ્રેજોએ એની એ વાત માની નહિ, ને એનાપર નવા કર નાંખવાનો કાનુન બનાવ્યો આથી અમેરિકનોનો ક્રોધ ભભુકી ઉઠયો. તેઓ ઇંગ્લાંડ સાથે લડવાને તૈયાર થઇ ગયા. સન ૧૭૭૫ થી

૧૭૮૩ સુધી બંને વચ્ચે યુદ્ધ થયું. છેવટે અમેરિકનોએ ઇંગ્લાંડની અધીનતાનો બોજો પોતાની ગરદનપર ફેંકી પોતાના રાજ્યને સ્વતંત્ર કરી દીધું સન ૧૭૭૪ જર્મનેમાં વર્જાનિય પ્રાંતની પ્રાંતિક સભામાં લોકો બધા સ્તબ્ધ બેઠા હતા. કોઈ કાંઇ બોલતું ન હતું. આ જોઈ પેટ્રીક હેનરી નામનો એક સભાસદ જે વકીલ અને ભારે વકતા હતો. તેણે ઉઠીને કહ્યું, "ભાઇઓ, આ વખત એક બીજાના મોં જોવાનો નથી. આ સભામાં જે વિચાર થવાનો છે, તેનાપર સારા રાષ્ટ્રનું જીવન અવલંબિત છે. એ વિચાર એ છે કે" સ્વતંત્ર થઇને રહેવું એ સારૂં છે કે ગુલામ બનીને. "જો આપણે સ્વતંત્ર બનવું હોય તો યુદ્ધ કરવુંજ જોઈએ હું વારંવાર કહું છું કે ભાઇઓ, આપણે યુદ્ધ કરવું જોઇએ. આ સિવાય બીજો માર્ગ નથી. આ મામલામાં કાંઇ તત્વ નથી એ કહેવું વ્યર્થ છે. કેવળ શાંતિના શોર મચાવવાથી શાંતિ મલી શકતી નથી. યુદ્ધ તો પ્રારંભ થઇ ચૂકયું. છે. કયે વખતે શું થશે એનું કાંઇ ઠેકાણું નથી. આપણા દેશબંધુઓ યુદ્ધ ક્ષેત્રમાં લડી રહ્યા છે. તો પછી આપણે કેમ ચૂપ બેસી રહીએ? તમારા મનમાં શું છે? શું પગમાં બેડીઓ

પહેરી ગુલામ બનીશું ? શું એ માટે બેસી રહ્યા છીએ, કે આપણે જીવતા રહીએ અને શાંતિ બનીરહે. પણ એવું જીવવું અને એવી શાંતિ શા કામની ? છિઃ ! છિઃ ! ઇશ્વર કરે એ પ્રકારે જીવવું અને એ પ્રકારની શાંતિ આપણને કદી પ્રસન્ન નહિ આવે. લોકો ભલે કંઈ પણ કહ્યા કરે, પણ હું તો પોતાને માટે કહું છું કે મને "સ્વતંત્રતા દો નહિ તો મૃત્યુ દો." આ પુરૂષે અમેરિકન રાજયોને સ્વતંત્રતા ભોગવતાં જોયાં હતાં.



## રાજ્યાધિકાર નહિ જોઇએ, દેશ–સ્વાતંત્ર્ય જોઇએ.

એક વખતે જ્યારે જિનોઆ રાજ્ય સ્વતંત્ર હતું—ફ્રાંસનો રાજા પહેલો ફ્રાંસિસ એને પોતાના તાબામાં લેવાનો પ્રયત્ન કરવા લાગ્યો. આ સમાચાર સાંભળી જિનોઆના એક સરદાર ડોરિયાએ એ રાજાને એક પત્ર લખ્યો–"પરમેશ્વરે જે અધિકાર મનુષ્યોનો વહેવાર સરળતાથી ચલાવવાને માટે આપ્યો છે, એનો ઉપયોગ જો કોઇએ વ્યવહારોને બગાડવામાં કરે, તો એને દુરૂપયોગ સિવાય બીજું શું કહી શકાય ? જિનોઆ નગર—આજ ન જાણે કયારથી–

લિંગૂરિયાની રાજધાની ચાલી આવે છે. એને જો મહારાજ નાશ કરી દેશે, તો લોકો શું સમજશે, એ કહી શકાતું નથી. મહારાજના એ કાર્યથી હમારી કેટલી હાનિ થવાની છે એને અમે જિનોઆ નિવાસી લોકો સારી રીતે સમજી ચુકયા છીએ. એથી મહારાજ આ વિચારને છોડી દે અને હલકા લોકોની સલાહ લઇ એક નાના મનોરથની સિદ્ધિ માટે પોતાની કીર્તિને કલંકન લગાડે એવી હમારી સર્વની પ્રાર્થના છે. એ સિવાય મહારાજની સેનામાં મેં જે મોટાં કામ કીધાં છે, એનું ઇનામ પણ મને એ મળવું જોઇએ. સરકારને જો કદી ધનની જરૂર હોય તો જે ભેટો મને સરકારે આપી છે, તે સઘળી હું સરકારને પાછી મોકલાવીશ. એ સિવાય પચાસ લાખ રૂપિયા નજરાણું મુકીશ."

રાજાએ આ પત્ર તરફ બીલકુલ ધ્યાન આપ્યું નહિ. ને જિનોઆપર ચઢાઇ કરવામાં વધારે તૈયારી કરવા લાગ્યો. આ જોઇ ડોરિયાએ સાલોના ના સુબેદાર ડ્રિવુલસીને કહ્યું. "મારા અને આપના સ્વામી—ફ્રાંસના રાજાનો સ્નેહ અવશ્ય છે, પણ સ્વદેશની સ્વાતંત્ર્યરક્ષાને માટે હું એપર પાણી મૂકવાને તૈયાર છું. બીજું તમારા મહારાજને એટલું

કહેજો કે હું આ પક્ષમાં ભળ્યો છું. તે કાંઈ ધનની આશાથી નહિ. કિન્તુ અમારા રાષ્ટ્રથી તમારા મહારાજનો કાંઈ અપરાધ નહિ થયો હોવા છતાં એમણે એપર હથિયાર ઉઠાવ્યાં છે. મારી પ્રાર્થનાનું અપમાન કીધું છે. આથી ક્રોધિત થઇને મેં આ કામ ઉઠાવ્યું છે."

ડોરિયાએ આ સંદેશો ફ્રાંસિસને મોકલ્યો. આનું પરિણામ એ થયું કે પોતાનો જીવ બચાવવા માટે એને જિનોઆમાંથી નાસી જવું પડયું. છેવટે ફ્રેંચોએ જિનોઆપર પોતાનો અધિકાર કરી લીધો. અહીંથી ડોરિયા પોતાના દેશમાંથી નાસી જર્મનીના બાદશાહ પાંચમાં ચાર્લ્સને ત્યાં જઈ નોકર રહ્યો. એની મદદથી એણે જિનોઆમાંથી ફ્રેંચ લોકોને નસાડી મૂકયા. ને પહેલાંના જેવું સ્વતંત્ર બનાવી દીધું. પહેલાંની પેઠે ત્ય પ્રજાસત્તાક રાજય સ્થાપન થયું ત્યાંના લોકોએ ડોરિયાનો પોતાના રાજયનો અધ્યક્ષ–પ્રેસીડેન્ટ—બનાવ્યો. ડોરિયા જો ચાહે તો તે વખતે એ રાજયનો સ્વેચ્છાચારી રાજા પણ થઈ શકતો હતો. પરંતુ એના મનમાં એ વાતનો વિચાર પણ આવ્યો નહિ. થોડો વખત બાદ એણે ત્યાંના મુખ્ય મુખ્ય લોકોને બોલાવ્યા ને કહ્યું." તમે જ

પ્રકારનું રાજ્ય ચાહો છો તે પ્રકારનું રાજ્ય સ્થાપિત કરવાને માટે તમને પૂર્ણ અધિકાર છે. મને રાજ્યાધિકારની કાંઈ પણ આવશ્યકતા નથી. મેં એ ઈચ્છાને તિલાંજલી આપી છે. મારા સારાં પ્રયત્નોનું સૌથી મોટું હું જે ઇનામ ચાહું છું તે એ છે કે હું આપણાં આ રાજ્યને સ્વતંત્ર જોઉં છું. મને રાજા કહેવડાવવા કરતાં પોતાના નગરનો એક સભ્ય નાગરિક કહેવડાવવાનું વધારે પસંદ છે. માટે આ રાજ્યાધિકાર નહિ જોઇએ. મને એ પસંદ પણ નથી કે મારી બરાબરીના લોકોપર શાસન કરૂં ને એને મારી મોટાઈ બતાવું. આવી રીતે રાજ્યસત્તાનો ત્યાગ કરી પોતાના રાજ્યને સ્વતંત્ર પ્રજાસત્તાક બનાવી ડેરિયાએ પોતાનું નામ જગતના ઇતિહાસમાં અજરામર કરી દીધુ.

## સ્વદેશાભિમાન અને રાષ્ટ્ર સ્વાતંત્ર્ય.

કેટલાંએક વરસ સુધી સ્વીટઝર્લાંડ આસ્ટ્રીયાના કબજામા હતું. ત્યાંના લોકોપર આસ્ટ્રીયાનો સુબેદાર શાસન કરતો હતો. એ સુબેદાર ત્યાંના લોકોપર મન માન્યો અત્યાચાર કરતો હતો અહિં સુધી કે સ્વી

ટઝલૉંડના લોકોને આસ્ટ્રીયન લોકોની સામે તદ્દન ગુલામની પેઠે રહેવું પડતું હતું. સન ૧૩૦૭માં ત્યાંનો સુબેદાર જેસ્લર હતો. એ ઘણો જુલ્મી હતો. એ સમજતો હતો કે મારા કુતરાની જેટલી પ્રતિષ્ઠા છે, એટલી પણ એક મોટા સ્વીસ માણસની પ્રતિષ્ઠા નથી! વળી જેસ્લરના હાથ નીચેના અમલદારો પણ સ્વીસ લોકો સાથે ખરાબ રીતે વર્તતા હતા. એક દિવસ આલટાર્ફ નગરના બજારમાં ઘણી ભીડ થઇ હતી. ત્યાંના અત્યાચારના વિષયમાં ઘણી એક વાતો ત્યાં થઇ રહી હતી. આ જોઇ એક આસ્ટ્રીયન સરદાર થોડા સિપાઇઓ લઇ ત્યાં આવ્યો જેસ્લરના અત્યાચારના વિષયની વાત ચીત કરતાં સ્વીસ લોકોમાં જે આનંદ ફેલાઇ રહ્યો હતો તેને દબાવવાનો તે પ્રયત્ન કરવા લાગ્યો. એણે એક મોટી ઉંચી લાકડીપર પોતાના સુબેદાર જેસ્લરની ટોપી ટાંગી હુકમ કર્યો, કે રસ્તામાં સઘળા જતા આવતા લોકોએ આ લાકડીને પગે પડવું જોઇશે. જો કોઈ એમ નહિ કરશે તો તેને સજા થશે. બિચારા લોકો જરા પણ ચૂચાં ન કરતાં એ લાકડીને પગે પડી જવા લાગ્યા. એટલામાં એક સારો ભરાવદાર ડીલવાળો ઉંચા કદનો ખેડુત સાદાં કપડાં પહેરી ત્યાં આવી પહોંચ્યો. તે સરદારને

પૂછવા લાગ્યો કે આ ટોપી કોની છે ? એ અધિકારીએ ઉત્તર દીધો કે "આ ટોપી જેસ્લર સાહેબની છે ને તમારે એને પગે પડવું પડશે. ખેડુતે કહ્યું કે "હું એને કદી પણ નમીશ નહિ. અત્યાર સુધીમાં જેસ્લરે અમોને જે દુઃખ દીધું છે એને અમે ચુપચાપ સહન કરતા આવ્યા છે; પણ હવેથી એ અપમાન અમારાથી સહન થશે નહિ." એ પછી ત્યાંના લોકોને સંબોધીને એ બોલ્યો "ભાઇઓ, તમે શા માટે પશુની માફક આ અપમાનકારક હુકમને માની લીધો ? ધિક્કાર છે તમારા જીવવાને ! આ ખેડુતનું નામ ટેલ હતું. ટેલની આ ધૃષ્ટતા જોઈ સિપાઇઓ એને પકડી જેસ્લરની પાસે લઈ ગયા ત્યાં ટેલે એક શબ્દ પણ જુઠો ન બોલતાં સારો વૃતાંત જેસ્લરને કહી દીધો. જેસ્લર એના પર બહુ ખીજવાયો. એણે વિચાર્યું કે ટેલને કોઈ સાધારણ સજા ન કરતાં અત્યંત ક્રુર અને નિર્દય સજા કરવી જોઇએ. એણે થોડો વિચાર કરી ટેલને કહ્યું–"ટેલ મેં સાંભળ્યું છે કે તું ઘણો સારો તીરંદાજ છે. આ કળામાં તારી બરોબરી કરનારો આખા દેશમાં કોઈ નથી. તારે એ વાત અહીં સાચી કરી બતાવવી જોઇએ. ત્યારેજ તારો પ્રાણ બચી શકશે.

હું જાતે એની પ્રતીતિ કરવા માંગું છું. એવી રીતે કે તારા છોકરાના માથાપર એક લીંબુ મુકું. જો એને તું બાળકને કાંઈ પણ ઇજા કર્યા સિવાય—ઉપરને ઉપરજ તીરથી ઉડાવી દેશે તો તારો વાંકો વાળ થશે નહિ. જો એમાં કાંઇ ફરક પડશે તો અવશ્ય તું જાનથી માર્યો જઈશ." આનો શો ઉત્તર દેવો તે ટેલને સૂઝ પડયું નહિ. પરંતુ એણે જોયું કે ઈન્કાર કરવાથી કાંઈ લાભ નથી. તેથી એ કાંઈ બોલ્યો નહિ ને ચૂપ રહ્યો જેસ્લરે બજારમાંથી આ ખેલની તૈયારી કરાવી ટેલને ધનુષ બાણ લઈ ઉપસ્થિત રહેવાની આજ્ઞા કરી. તદનુસાર ટેલ પણ સજ્જ થઈ ઉભો રહ્યો, આ જોઈ લોકોની આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી. લોકો ટેલને મદદ દેવા માટે પરમાત્માને હાર્દિક પ્રાર્થના કરી રહ્યાં હતાં ટેલ જ્યારે બાણ છોડવાને તૈયાર થયો ત્યારે સર્વ લોકો ચિત્રની પેઠે સ્તબ્ધ થઈ ગયા.

ટેલનું બાણ બાળકને નુકસાન કર્યા સિવાય એના માથાપર રાખેલા લીંબુના બે ભાગ કરી આરપાર નીકલી ગયું. આ જોઈ સહુ લોકોને ઘણો આનંદ થયો. પરંતુ એ જગાથી આગળ ચાલતાં ટેલના અંગરખામાંથી એક બાણ નીચે પડી ગયું.

આથી જેસ્લરે પુછયું, કે આ બીજું બાણુ તું કેમ લાવ્યો હતો? ત્યારે ટેલે કહ્યું. "દુષ્ટ, આ બીજું બાણ હું તારે માટે લાવ્યો હતો. જો મારું બાણ મારા છોકરાને વાગ્યું હોત તો આ બીજા બાણુથી મેં તારો પ્રાણ લીધો હોત." આ સાંભળી જેસ્લરે ટેલને કેદ કરી લીધો.

એજ દિવસોમાં સ્વીસ લોકો આસ્ટ્રીયન સરકારને સ્વીટઝલૉડમાંથી ઉખેડી ફેંકી દેવાને માટે એક ભારી ષડ યંત્ર ગુપ્ત રીતે રચી રહ્યા હતા. ટેલ એ ષડયંત્રનો નેતા હતો. આ ષડયંત્ર સારી રીતે તૈયાર થઈ ગયું હતું એન સઘળા સમાચાર જેસ્લરને માલમ પડયા ત્યારે તેણે ટેલને સાથે લઇ એક વહાણુ દ્વારા કોઇ બીજી જગાએ ચાલવા મંડયું. આમાં જેસ્લરનો ફકત એટલોજ ઉદ્દેશ હતો કે ટેલ હવે એ ષડ્યંત્રમાં ભળવા પામે નહિ. પરંતુ તે વહાણુ થોડેક દુર જતાં અચાનક ડુબવા લાગ્યું. આ વખતે જેસ્લરને કોઇએ કહ્યું કે ટેલ જો ચાહે તો તે આ વહાણુને બચાવી શકશે. જેસ્લરના કહેવાથી ટેલે વહાણુનું સુકાન પોતાના હાથમાં લીધું ને વહાણુને બચાવ્યું. પછી તે વહાણુ તે એક બાજુ લઇ જવા લાગ્યો. આ વખતે તો કોઇને પણ

ખબર નહોતી કે વહાણ એ બાજુ શા માટે જઈ જાય છે. પરંતુ એની ધારેલી જગાએ વહાણ પહોંચતાં ટેલ વહાણમાંથી કુદીને નાસી ગયો. અને પોતાના ષડ્યંત્રકારી સાથીઓને જઇ મળ્યો. થોડો વખત પછી આ ષડયંત્રે બલવાનું રૂપ ધારણ કીધું. બલવાએ રાજ્યક્રાંતિ કરવાના પ્રયત્નનો પ્રારંભ કર્યો ને છેવટે ટેલે જેસ્લરને મારી થોડાજ વખત પછી સ્વીટઝર્લૉંડને ગુલામીમાંથી મુક્ત કીધું. ટેલના ઉદ્યોગથી સ્વીટઝર્લાંડને સ્વતંત્રતા પ્રાપ્ત થઈ, આ એના સ્વદેશાભિમાનનું ફળ છે.



## દેશાભિમાની બાળક.

એક વખતે બે બાળક બગીચામાં બેસી સાંજે વાતો કરી રહ્યા હતા. એકનું નામ રામસિંહ અને બીજાનું નામ પ્રતાપસિંહ હતું. રામસિંહનો બાપ ચિતોડમાં લશ્કરનો સિપાઇ હતો. અને પ્રતાપસિંહનો બાપ એક નાનો રાજકર્મચારી હતો.

પ્રતાપસિંહ—રામસિંહ, કહે તો ખરો તું મોટો થશે ત્યારે શું કામ કરશે ?

રામસિંહ—ભાઇ, હું તો સિપાઈ બની મારા પિતાની માફક દેશની સેવા કરવા ઇચ્છું છું. તને માલમ છે કે મારા પિતાએ કેટલી લડાઈઓમાં ભાગ લઇ પોતાની વીરતાનો પરિચય આપી માતૃભૂમિની સેવા કરી છે. હું પણ એમની પેઠે મારૂં જીવન માતૃભૂમિની સેવામાં ગાળવા ઈચ્છું છું. પરંતુ એ તો કહે તું શું કરશે?

પ્રતાપસિંહને ગાવા વગાડવાનો બહુ શોખ હતો. એ વાંસળીમાં બહુ મધુર ગાન ગાતો હતો. સાંભળનારા ખુશી થઇ એની પ્રશંસા કરતા હતા. એ બોલ્યો—ભાઇ, હું તો ગાવા વગાડવાનું શીખીશ. યુદ્ધ વિદ્યાપર મારો એટલો બધો પ્રેમ નથી.

રામસિંહ—એમ કેમ? શું તું ક્ષત્રિય નથી? ભલા, જ્યારે તારો વિચાર અત્યારથીજ એવો છે, ત્યારે સમયપર તું દેશની સેવા શું કરશે?

પ્રતાપ—રામસિંહ, તારૂં કહેવું ઠીક છે. મને દેશનો વિચાર અવશ્ય છે. પરંતુ હું ગાઇ વગાડીનેજ દેશની સેવા કરવા ચાહું છું. શું હું એ વિદ્યાથી દેશની સેવા ન કરી શકું?

રામસિંહ (ગુસ્સામાં આવી) કદાપિ નહિ. વળી ગાવા બજાવવાથી માતૃભૂમિની સેવા થઇ શકે છે?

પ્રતાપ—(થોડીવાર ચુપ રહી) ચાલો, હવે અંધારૂં થઇ ગયું. ઘેરે ચાલો. માતાજી રાહ જોતાં હશે.

(૨)

થોડા દિવસો બાદ ચિતોડ પર મોગલોએ હુમલો કર્યો. ચિતોડનો કિલ્લો બહુ મજબુત હતો. તેથી મોગલોએ ઘણીવાર હુમલા કર્યા પણ તેમાં તેઓ નિષ્ફળ નિવડયા હતા ને ધીરે ધીરે હતાશ થવા લાગ્યા.

લડાઇ આરંભ થઈ કે તરતજ રામસિંહ લશ્કરમાં દાખલ થયો. પણ એની નાની ઉમ્મર હોવાથી એને દાખલ કર્યો નહિ. હા, પ્રતાપસિંહ પોતાની વિદ્યાનો સારો ઉપયોગ કરવા લાગ્યો. સાંજે નગર બહાર સિપાઇઓ પાસે જઈ તેને વીરતાના ગીતો ગાઇ સંભળાવતો. અને તેને એવા તો ઉત્સાહિત કરતો કે તેઓ ખુબ ઉત્તેજિત થઈ બહાદુરીથી લડતા.

એક દિવસ જ્યારે એ ગાયન ગાઇ રહ્યો હતો. ત્યારે એક મોગલ સિપાઇ ઝાડીની ઓથમાંથી એનું મધુર ગાયન સાંભળી વિચારવા લાગ્યો કે વાહ

પ્રતાપ ! તું મોગલ સૈન્યને માટે અત્યંત ઉપયોગી છે. તારા ગીત–દ્વારા ચિતોડના કિલ્લાનો દરવાજો ખુલી શકશે. હવે તારૂં ચિતોડમાં કામ નથી.

( ૩ )

એક બે દિવસમાંજ પ્રતાપ ગુમ થઇ ગયો. ન માલુમ કે તે કયાં ચાલ્યો ગયો એને મોગલ સૈનિક ઉપાડી ગયા હતા. મોગલ સેનાપતિએ એને કહ્યું—પ્રતાપ, કાલે રાત્રે આપણે ચિતોડ પર હુમલો કરીશું ત્યારે તારે એક એવું રાજપુત ગીત ગાવું પડશે કે જેથી ચિતોડની સેનાને એમ ભાસ થાય કે કોઈ બીજી રજપુત સેના આપણને મદદ માટે આવી રહી છે. આથી તે કિલ્લાનો દરવાજો ખોલી દે. આમ જો તું ન કરશે તો તારૂં શિર ઉરાડી દેવામાં આવશે. સમજ્યો !

જ્યારે રાતે મોગલ સેના ચઢાઇ માટે આગળ વધી, ત્યારે તે પોતાની સાથે પ્રતાપને લેતી ગઇ. મોગલ સેનાપતિને પૂર્ણ વિશ્વાસ હતો કે "પ્રતાપ" મારફતે શત્રુઓને ભૂલ થાપ દઈ આ વખતે તો જરૂર જીતીશું. આવી રીતે શત્રુઓનાં પંજામાં ફસી પડવાથી પ્રતાપે બીજી વાત પોતાના મનમાં ઘડી

લીધી. એણે નિશ્ચય કરી લીધો હતો, કે ચાહે તે થાય પણ દેશની સાથે દગો કરવો નહિ.

જ્યારે કિલ્લાની પાસે મોગલ સેના આવી પહોંચી ત્યારે સેનાપતિએ ઉભા રહેવાનો હુકમ કીધો, અને પ્રતાપને વાંસળી–આપી ગાંવાને કહ્યું. પ્રતાપે ધીરેથી પોતાની વાંસળી ઉઠાવી તે વગાડવા લાગ્યો. પરંતુ મોગલ સેનાપતિ ચાહતો હતો તે ગાયન ગાયું નહિ. એના બદલામાં એણે એક એવું ગીત ગાયુ કે જેથી કિલ્લાની સેના સાવધાન થઈ ગઇ, ને શત્રુની સામે થવા માટે મોરચા ઉપર આવી ઉભી રહી.

આથી પ્રતાપનું શીર ધડથી ઉરાડી દેવામાં આવ્યું. મોગલસેના પાછી ગઇ. જ્યારે બીજે દિવસે પ્રતાપની લાશ કિલ્લાની બહાર પડેલી મળી આવી ત્યારે ચિતોડી સેનાને માલમ પડયું, કે પ્રતાપે પોતાનો પ્રાણ આપ્યો પણ દેશની સાથે દગો કીધો નથી.

જ્યારે આ વાત રામસિંહે સાંભળી ત્યારે તે [illegible] થઇ ગયો. પરંતુ તેને એ વાતનો અભિમાન અને આનંદ થયો કે પોતાના મિત્રે જે કંઇ કહ્યું હતું તે કરી બતાવ્યું.

## બાલકની દેશભક્તિ.



હાલમાં જે મહાભારત યુદ્ધ યુરોપમાં થઈ ગયું તે તમે નહિ ભૂલ્યા હશો. એ મહાભારત યુદ્ધમાં અંગ્રેજ, ફ્રેચ અને બેલ્જીયન બાલકોનાં સ્વદેશાભિમાન પણ કસોટી પર ચડયાં હતાં. આ ભયાનક પરીક્ષામાં પસાર થઇ કંઈ એક બાળકોએ પોતાના દેશના ઇતિહાસમાં પોતાનું નામ અજર અમર કર્યું છે. આવા બહાદુર બાળકોની ગણત્રીમાં એક ફ્રેંચ બાલકની પણ ગણત્રી છે. એનું નામ પાચરી છે. એ બાલકે પોતાના ચારિત્ર્યથી પોતાની માતૃભૂમિ ફ્રાંસ દેશને ધન્ય કરી છે.

સન ૧૯૧૪ના સપટેમ્બર માસમાં ફ્રેંચ ને જર્મનો વચ્ચે જે લડાઇ થઇ તેમાં ફ્રેંચો તરફથી પાચરી રણભૂમિમાં હાજર રહેતો હતો. એ વખતે એની ઉમ્મર ચૌદ વરસની હતી. ફ્રેંચ સેનાપતિ પાયરીના ઘણાં વખાણ કરતો. પાયરી હતો પણ બહુ હોશિયાર છોકરો, એ ચંચળ ચાલાક ને બહાદુર હતો. એના એ ગુણોપર મોહિત થઇ સેનાપતિએ એને એક મોટું કઠણ ને ભયાનક કામ સોંપ્યું હતું.

પ્રશ્ન એ થાય છે કે આવાં ભયાનક યુદ્ધમાં એક નાનાં બાળકનું શું કામ ? પરંતુ જે દેશપર વિપત્તિનો પહાડ તૂટી પડે છે, જે દેશપર શત્રુ હુમલા કરી બેસે છે તે દેશ ઘણી આપૂતમાં આવી પડે છે. પોતાના દેશને એ આફતમાંથી બચાવવાને માટે ત્યાંના શું સ્ત્રી કે શું પુરૂષ, શું બાળક કે શું બાળકીઓ જીવતોડ યત્ન કરે છે. અહિં સુધી કે પોતાનો પ્રાણ પણ અર્પણ કરી દે છે. એને દેશાભિમાન કહે છે. આ હાલ યોરૂપીય મહાભારતમાં પણ હતો. જર્મનીએ ફ્રાંસપર ચઢાઇ કરી હતી. પોતાના દેશની રક્ષા કરવાને માટે ફ્રાંસે હથિયાર ઉઠાવ્યાં. દેશભરમાં જોસ છવાઈ ગયો. સઘળાએ માતાની પોકાર સાંભળી. અને નાનાં મોટાં સહુ દેશની રક્ષાને માટે ધર્મ યુદ્ધમાં સામેલ થઈ ગયાં.

જ્યારે લડાઇ પુરી થતી ત્યારે ફ્રેંચ ફોજ રણભૂમિમાંથી પાછી ફરતી, પણ પાયરી એ ફોજની સાથે પાછો આવતો નહિ. ને ત્યાં છુપાઇ દુશ્મનની ફોજની હિલચાલ જોયા કરતો અને એની ખબર ફ્રેંચ અફસરોને આપ્યા કરતો આથી ફ્રેંચ ફોજ દુશ્મનના અકસ્માત હુમલાથી હંમેશાં સાવધાન રહેતી હતી.

એવી રીતે એક વખતે તે પોતાનું કામ કરી રહ્યો હતો. એટલામાં એક જર્મન સૈનિકે એને કેદ કરી લીધો. તે એને એક જર્મન અફસર પાસે લઇ ગયો. એ અફસર ઘણો દુષ્ટ હતો પરંતુ પાયરી જરાપણ ગભરાયો નહિ. એ વીરની માફક તે અફસરની સામે ઉભો રહ્યો. અફસરે કડક થઇ પૂછયું-શું તું ફ્રેંચ છે? હા હું ફ્રેંચ છું. ફ્રાંસ મારો પ્યારો દેશ છે. અફસર બહુ ખીજવાયો. પાયરીના સાહસ ભર્યા શબ્દો એનાં કલેજામાં બાણુની પેઠે લાગ્યા. અફસરે ફરીથી પૂછયું-તારા દેશનું ચિહ્ન તારા શરીર પર કેમ જણાતું નથી? શું તું એને છુપાવીને ચોરીથી યુદ્ધ ભૂમિમાં ફરે છે? બાળક ગંભીર અવાજથી બોલ્યો, હરગીજ નહિં. આ જો મારા પ્યારા સ્વદેશનું પ્યારૂં ચિહ્ન! આટલું કહી એણે પોતાનો કોટ ખોલ્યો, એની કમર પર ફ્રાંસ દેશનું ચિહ્ન લગાડેલું હતું. તેને હાથમાં લઈ બાળકે પોતાની આંખે અને માથે લગાડયું, અને પાછું જેમ હતું તેમ કમર પર લગાવી દીધું. અફસરે ફરીથી પૂછયું ઠીક છે, શું તું મારી સામે "ફ્રાંસની જય" એમ કહેવાની હિમ્મત ધરાવે છે? બાળકે ઉત્તેજિત થઈ જવાબ દીધો—બેશક, ફ્રાંસની જય હો એમ તો હું હંમેશાં

કહું છું અને હમણાં પણ કહીશ. પછી એણે ઘણા જોરથી પોતાના દેશનો જય જયકાર કર્યો.

બસ જર્મન અફસરના ગુસ્સાનો-પારો-એકદમ ચઢી ગયો. એ ખીજાયો-એણે પાયરીને જાનથી મારવાનો હુકમ કર્યો. જલ્લાદ આવી પહોંચ્યા પાયરીની આસપાસ નાગી તલવારો ચમકવા લાગી. પરંતુ એણે પોતાની ધીરજ છોડી નહિ. એનો ચહેરો પ્રસન્ન બની રહ્યો પછી આંખમાંથી આંસુ તો પડેજ શાનાં? હાય! એક સીટી વાગી પાયરીનું શીર ધડથી અલગ કરી દેવામાં આવ્યું. દેશાભિમાનને માટે-પોતાના દેશની રક્ષા કરવ ને માટે-પાયરીએ વીરતાથી મોતનું સ્વાગત કર્યું-પોતાની માતૃભૂમિની સેવામાં પોતાની દેહ અર્પણ કરી. તે દેશને ધન્ય છે કે જયાં આવા પ્રકારનાં બાળક જન્મે છે?

---

## દેશાભિમાની વીરાંગનાઓ.

દેશની સ્વાતંત્રતા-પ્રાપ્તિ માટે બલિદાન થનારી રાજપુત રમણીઓના જ્વલંત ઉદાહરણો ઇતિહાસમાં ઢેરે ઢેર છે. તેમનો આદર્શ એકજ હતો. તે એકે "સ્વતંત્ર રહેવું યા તો મરી જવું" કારણકે પર-

વંત્રતા કરતાં મૃત્યુને તેઓ વધારે પસંદ કરતી હતી. એજ દિક્ષા તેઓ પોતાના સંતાનોને પણ આપતી હતી. પોતાના પ્રાણપ્રિય પુત્રને રણમાં વિદાય કરતી વખતે સ્પષ્ટ કહેતી કે 'રણભુમિમાં શત્રુને મારજે યાતો મરજે; પણ પાછો નાસી આવીશ નહિ" પોતાની વીર પતિઓને પણ ખુશીથી રણમાં વિદાય કરતી વખતે કહેતી,

મારા કેસર ભીના કંથ હો, સીધાવોજી રણવાટ
નાથ ચડો રણ ઘોડલેરે, હું ઘેર રહી ગુંથીશ
બખ્તર વજ્રની સાંકળી હો ! ભર રણમાં પાઠવીશ-મા
જય કલગીએ વળજો પ્રીતમ, ભીંજશું ફાગેચીર,
નહિ તો વીરને આશ્રમ મળશું હો, સુરગંગાને
તીર-માર.

(નાનાલાલ)

આમ પોતાના વીર પુત્રોને અને પતિઓને ઉત્તેજિત કરી રણમાં વિદાય કરતી, એટલુંજ નહિ પણ પોતે પણ હથિયાર સજી લેતી હતી. એવી હજારો વીજળી શી ચમકતી રાજપુત રમણીઓએ કાળીકાનો અવતારજ ન હોય એમ શત્રુઓને ઘાસની પેઠે વાઢી નાંખ્યાં હતાં.

ઉદેસિંહના સમયમાં ચિતોડના બચાવ માટે કેલવાના એક માંડલિકની વૃદ્ધ માતાએ પોતાના સોળ વરસના પુત્ર પૂત્તાને યુદ્ધમાં જવાની આજ્ઞા કીધી હતી. રખેને એ પાછો પડે એ વિચારથી પોતે તેની સુકોમળ પુત્ર વધુ સાથે રણભૂમિમાં ગઈ હતી. ત્રણેએ પોતાનો પ્રાણ દેશસેવામાં સમર્પણ કર્યો હતો.

ઉદેપુરના રાણા રાજસિંહના સરદાર ચંદાવતે યુદ્ધ ભૂમિમાં જતાં પહેલાં પોતાની પત્ની હાડી રાણીને કહ્યું હતું કે પરણીને આવ્યે માત્ર બે દિવસજ તમને થયા છે. તમને કુમળી વયમાં મૂકીને સંગ્રામે જતાં મન દુભાય છે આથી તેણે એનો જવાબ આપ્યો કે આપે મને બરાબર નથી ઓળખી. પતિને કર્ત્તવ્ય વિમુખ કરીને સંસાર સુખની તુચ્છ તૃષ્ણા રાખે એવી સ્ત્રીઓમાંની એક હાડી રાણી નથી. મનુષ્યનું અવસાન અનેક નિમિ-તે થાય છે. રણક્ષેત્રમાં નહિ જતા પણ મનુષ્યો અમર રહેતા નથી. તો પછી ચંદાવતની પત્ની રણક્ષેત્રમાં પતિના અવસાનથી વ્યાકુળ થવાને બદલે પોતાનું કર્ત્તવ્ય વધારે સારી રીતે જાણે છે દેશસેવા કરતાં આપનું અવસાન થશે તો આપણે પૃથ્વી ઉપર મળવાને બદલે સ્વર્ગમાં મળીશું. આમ પોતાના પતિને ઉ-તેજિત

કરી રણભૂમિમાં મોકલ્યો હતો. છતાં રાણીને એમ ભય લાગ્યો કે કદાચ એઓ મારામાં લુબ્ધ થઇને કર્ત્તવ્ય વિમુખ થશે. આથી એ મોહમાંથી મુકત કરવા માટે પોતાનું ડોકું તલવારથી કાપી રણભૂમિમાં ચંદાવત પાસે મોકલાવી આપ્યું હતું.

આવા એક નહિ પણ અનેક દાખલાઓ છે. હજારો ક્ષત્રાણીઓએ પોતાના વહાલામાં વહાલા પુત્રોના, પતિનો પ્રાણના બલિદાન આપ્યાં છે. અરે ! જીવતી ચિતામાં બળી મૂઈ છે. શાને માટે ? તેઓને લાગ્યું કે શત્રુના હાથમા પરતંત્ર રહીને અપમાન ખમવું, પોતાની બેઆબરૂ થતી જોવી એનાં કરતાં પરતંત્રતાના મુખમાંથી બચાવનાર આત્મ વાત સારો આદર્શની આ હદ હતી ? ધન્ય છે એ ભૂમિને કે બાજ્યાં આવી વીરાંગનાઓ પેદા થઇ. ધન્ય છે તેને કે જેને હિંદમાતાને માટે અભિમાન છે ! !

સમાપ્ત.